માનતુંગ આચાર્યકૃત

# સંસ્કૃત ભક્તામર સ્તોત્ર

[ પદ્ય અનુવાદ સાથે. ]



અનુવાદક તથા પ્રકાશક,

**સુખલાલ જીવરાજ શાહ. બી. એ.**

( વઢવાણવાળા ).

ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ, ડીસા

( પાલણપુર સ્ટેટ. )

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૫૪ વિક્રમ સંવત ૧૯૮૪

( આ નાનો ગ્રંથ અર્ધા આનાની પોસ્ટની ટિકીટ મોકલવાથી મફત મોકલવામાં આવશે. જુઓ પ્રસ્તાવના. )

માનતુંગ આચાર્યકૃત

# સંસ્કૃત ભક્તામર સ્તોત્ર

[ પદ્ય અનુવાદ સાથે. ]


અનુવાદક તથા પ્રકાશક.

**સુખલાલ જીવરાજ શાહ. બી. એ.**

ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ. ડીસા

પાલણપુર સ્ટેટ.





આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૫૪ વિક્રમ સંવત ૧૯૮૪

આદિત્યમુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

---

આચાર્ય અમિતગતિકૃત સંસ્કૃત સામાયિક પાઠનું કાવ્યમાં ભાષાંતર ગયા માસમાં પ્રસિદ્ધ કર્યા પછી મને ભક્તામર સ્તોત્રનાં ભાષાંતરો જોવાની ઇચ્છા થઇ. આ કાવ્ય જૈનોના દરેક સંપ્રદાયમાં અતિ લોકપ્રિય થએલું છે, અને ઘણા જૈનો તેને હંમેશાં ગાય છે. તપાસ કરતાં મારા જાણવામાં નીચેનાં કાવ્યભાષાંતરો જોવામાં આવ્યાં.

૧ આમોદના શ્રીયુત્ હરજીવન રાયચંદ કૃત બે આવૃતિઓ પહેલી આવૃતિ સને ૧૮૯૨ માં. અને બીજી સને ૧૮૯૭ માં પ્રસિદ્ધ થયેલી છે તે.

૨ ભાવનગરની "જૈન" પત્રની ઓફીસ તરફથી સને ૧૯૧૯ માં પ્રસિદ્ધ થએલ " નવ સ્મરણ" માં વળાનિવાસી શ્રીયુત દુર્લભજીભાઇ ગુલાબચંદ રચિત ભાષાંતર પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, તે.

મારા નમ્ર અભિપ્રાય મુજબ થોડા શ્લોક બાદ કરતાં આ બન્ને પદ્ય ભાષાંતરો સામાન્ય જનસમાજ એટલે અલ્પ શિક્ષિત સ્ત્રીઓ, વ્યાપારીઓ જેવાને પહેલી નજરે સમજાય તેવાં નથી, અને તેને બરાબર સમજવા અર્થ વાંચવા પડે છે. જે કાવ્ય, ગાતાં ગાતાં, ગાનારપર તેના ભાવોની છાપ ન પાડે તે કાવ્ય સરળ ન ગણાય. આટલું લખવા સાથે કહેવું જોઈએ કે સને ૧૮૯૫ ના જમાનામાં શ્રીયુત હર-

જીવનભાઇએ સમશ્લોકી ભાષાંતર કરીને, અને શ્રીયુત્ દુર્લભજીભાઇએ નવા અનુવાદનો ઉમેરો કરીને જૈન સાહિત્યની એક રીતે સેવા કરી છે.

પ્રશ્ન એ ઉભો થાય છે કે ઉપરના બે અનુવાદો હોવા છતાં ત્રીજાનો ઉમેરો કરવાની શી જરૂર છે ? આના જવાબમાં એટલુંજ કહેવું બસ છે, કે કાળીદાસના મેઘદૂત, અને ભર્તૃહરિનાં શતકનાં જેટલાં પદ્ય ભાષાંતરો થાય તેટલાં ઓછાં છે, તેવીજ રીતે આ ભક્તામર સ્તોત્રનાં નવાં ભાષાંતરો થાય તે ઇચ્છવાજોગ છે એમ હું માનું છું. આપણા ઉત્તમ સ્તોત્રનાં સાદી અને સરળ ભાષામાં ભાષાંતરો થવાની ઘણી આવશ્યક્તા છે, અને જૈન વિદ્વાનોને મારી અરજ છે કે તેઓ પોતાનું લક્ષ આ દિશામાં દોરે.

મારા પદ્ય ભાષાંતર કરતાં વધુ સરળ ભાષાંતર થઇ શકે એમ હું માનું છું; મારે ઘણા સંસ્કૃત શબ્દોનો આશ્રય લેવો પડયો છે. મૂળ કર્તાના ભાવોનો ભોગ આપ્યા સિવાય, તદન સાદી ભાષામાં; અને સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કર્યા સિવાય ભાષાંતર કરવું ઘણું મુશ્કેલ છે, છતાં સાધારણ શિક્ષિત વર્ગ પ્રયાસ સિવાય આ ભાષાંતર સમજી શકશે એવી મને આશા છે.

શ્રી મહાવીર સ્વામીની વીસમી પાટે થએલા માનતુંગાચાર્ય, તે આ કાવ્યના કર્તા છે, અને એમ કહેવામાં આવે છે કે ભોજરાજાના તેઓ સમકાલિન હતા. આ કાવ્યની

રચના સંબંધી એવી દંતકથા છે કે ભોજરાજાના દરબારમાં મયૂર, બાણ, વિગેરે ઘણા પંડિતો હતા. મયૂરે કાવ્યો રચીને પોતાનો કોઢ દૂર કર્યો હતો, અને બાણે પણ કાવ્ય રચીને ચંડીની પ્રાર્થનાવડે પોતાના ગએલા હાથ પગ સજીવન કર્યા હતા. એક વખતે, દરબારમાં, જૈન ધર્મની ચર્ચા થતી હતી. ભોજરાજાએ, પોતાના પંડિતોના કહેવાથી જૈનાચાર્ય માનતુંગ સુરિનું સામર્થ્ય તપાસવા ઇચ્છા કરી, તેથી સુરિને બોલાવ્યા, અને મયૂર તથા બાણ જેવાના દાખલા આપી, ચમત્કાર બતાવવા કહ્યું, તેથી સુરિએ તેઓને ૪૮ તાળાંવાળી બેડીઓ પહેરાવીને એક ઓરડામાં પૂર્યા, અને તેને સાત તાળાં વાસ્યાં અને ઓરડાની આજુબાજુ પહેરેગીરો રાખ્યા. આચાર્યશ્રી, આ ભક્તામર સ્તોત્રનો એક એક શ્લોક રચીને બોલતા ગયા, તેમ તેમ, એક એક તાળું અને બેડી તૂટતાં ગયાં, અને તાળાં પોતાની મેળે ઉઘડી ગયાં. આ ચમત્કારથી ભોજરાજા ઘણો પ્રસન્ન થયો હતો.

પોપટની માફક આ સ્તોત્ર સમજ્યા વિના, તથા તેમાં રહેલા ભાવોની અસર આત્માપર કર્યા વિના, ગાવાથી બહુ ફાયદો નથી. જે વ્યક્તિને આપણે આદર્શ માનીએ છીએ, તેના ગુણો અને સ્વરૂપ યાદ કરવાથી તે આદર્શનો એક પણ ગુણ જો આપણામાં પ્રકટે તો જ સંગીન ફાયદો થાય, એ વાત યાદ રાખવી જોઇએ. વાંચકો આ ભાષાંતરમાં સુધારા વધારા સુચવશે તો હું ઘણો આભારી થઇશ.

આ અનુવાદ લોકપ્રિય થશે કે કેમ તે અત્યારથી કહી ન શકાય. ઓફીસમાંથી સાંજે ઘેર આવીને દરરોજ બે શ્લોક કરીને ૨૪ દીવસ સુધી એક કલાક કરેલ પ્રયાસનું આ પરિણામ છે, જે પ્રયાસ ફક્ત શોખની ખાતર કરેલો છે. જો અનુવાદ લોકપ્રિય થશે, તો મને બહુ આનંદ થશે. અન્ય ધર્મના બંધુઓને પણ આ કાવ્ય રસિક લાગશે એવી આશા છે. મૂળ કર્તાના હેતુને જરા પણ સંકુચિત કર્યા સિવાય, કાવ્યને સર્વસમુદાયી કરવા શબ્દોને વળગ્યા સિવાય ૨૦ ને ૨૧ મા શ્લોકનું સ્વતંત્ર ભાષાંતર (Free translation) કરવામાં આવેલ છે.

પાલણપુરના મર્હુમ વકીલ કેશવલાલ ઝુમચંદભાઇ મ્હેતાના સ્મરણાર્થે તેમના પુત્રો જેઓ કલકત્તામાં ઝવેરીઓ છે, અને મારા મિત્રો છે, તેમણે આ કાવ્ય તેમના ખર્ચે છપાવી મફત વહેંચવાની માગણી કરવાથી તે માગણી મેં સહર્ષ સ્વીકારી છે, અને આ કાવ્ય તેમના તરફથી મફત વહેંચવામાં આવે છે. આ પદ્ય ભાષાંતર કરવામાં જ્ઞાનપ્રચાર એ જ મારો હેતુ છે.

પાલણપુર,<br>
તા ૧૦-૮-૧૯૨૬.<br>
શ્રાવણ સુદ ૨, સંવત ૧૯૮૨

અનુવાદક.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



પહેલી આવૃત્તિની તમામ નકલો ખલાસ થવાથી અને પાટણના મારા એક મિત્રે બીજી એક હજાર નકલો પોતાના ખરચે પ્રસિદ્ધ કરવા ઇચ્છા બતાવાથી જૈન સમાજના ચરણમાં આ બીજી આવૃતિ મુકવામાં આવે છે.

અનુવાદક.

# શ્રી ભક્તામર સ્તોત્ર.

वसंततिलकावृत्तम्.

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्योतकं दलितपापतमोवितानम् ।।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालंबनं भवजले पततां जनानाम् ।। १ ।।

( હરિગીત છંદ )

દેવે ધરેલા તાજના મણિ તેજને દીપાવતા,
જે પાપરૂપી તિમિરના દળ સર્વદા સંહારતા;
એવા પ્રભુ તુજ પાયમાં મુજ વંદનો છે પ્રેમના,
જે પાયતો આધાર છે ભવમાં ભૂલેલા પ્રાણીના. (૧)

यः संस्तुतः सकलवाङ्मयतत्वबोधा-
दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ।
स्तोत्रैर्जगत्त्रितयचित्तहरैरुदारैः
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेंद्रम् ।।२।। (युग्मम्).

બુદ્ધિ બની બહુ તિવ્ર જેની શાસ્ત્ર કેરા જ્ઞાનથી,
તે ઇંદ્ર એવી બુદ્ધિથી ગુણ ગાય જેના સ્તોત્રથી;

ત્રિલોકના હરતો બહુ મન સ્તોત્ર સુંદર તે અતિ.
તે નાથ આદીનાથની મુજ સ્નેહથી સ્તુતિ થતી. (૨)

बुद्ध्या विनाऽपि विबुधार्चितपादपीठ
स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।
बालं विहाय जलसंस्थितमिंदुबिंब-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ॥ ३ ॥

પૂજા કરે તુજ પાયની દેવો બધા આનંદમાં,
મૂકી લજા મતિ હિણુ હું તૈયાર છું તુજ ભકિતમાં;
પ્રતિબિંબ નિરખિ પાણીમાં શુભ ચંદ્રનું ચોખ્ખું ભલા.
કો બાલ વિણુ તે ચંદ્રને સહસા કરે મન ઝાલવા (૩)

वक्तुं गुणान् गुणसमुद्र शशांककांतान्
कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ।
कल्पांतकालपवनोद्धतनक्रचक्रं
को वा तरीतुमलमंबुनिधिं भुजाभ्याम् ॥ ४ ॥

શુભ ચંદ્રની કાન્તિ ભર્યા સદ્ગુણના દરિયા પ્રભુ,
છે શકિત નહીં જરી બૃહસ્પતિને આપને ભજવા વિભુ;
સંહાર કાલે પ્રાણીઓ ઉછળી રહ્યા જે સિંધુમાં,
તે સિંધુને તરવા નહિં બળવાન બાહુ વિશ્વમાં. (૪)

सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश
कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ॥
प्रीत्यात्मवीर्यमविचार्य मृगो मृगेंद्रम्
नाऽभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥ ५ ॥

હે મૂનિઓના નાથ એવો રંક હું તુજને કહું,
તુજ ભક્તિને આધીન થૈ બલહિણ તો પણ બોલું હું;
નિજ બાલના અતિ સ્નેહથી મૃગ શક્તિને સમજ્યા વિના,
તે રક્ષવા નિજ બાળને, સિંહ મારવા અચકાય ના (૫)

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ॥
यत्कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चारुचाम्रकलिकानिकरैकहेतु ॥ ६ ॥

પ્રભુ અલ્પ છે મુજ જ્ઞાનને બહુ પંડિતો હાંસી કરે,
હું ભક્તિને વશ થૈ કરૂં ઇચ્છાવિના સ્તુતી ખરે;
જે કોકિલા ટહુકાર દેતાં મધુર મીઠા ચૈત્રમાં,
[1]પરતાપ તે માનું બધો હું આમ્ર કેરા મોરમાં. (૬)

૧ પ્રતાપ.

त्वत्संस्तवेन भवसंततिसन्निबद्धं
पापं क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ॥
आक्रांतलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमंधकारम् ॥ ७ ॥

જન્મો તણાં બહુ પાપ દુષ્ટો ક્ષય થતાં ક્ષણવારમાં,
શું થાય દિલ કહિ ભક્તનાં, જો આપના યશગાનમાં.
વીંટી રહ્યું જે રાત્રિને કાળું તિમિર આ વિશ્વમાં,
રવિ બિંબથી તે નાસતું પળવારમાં [1]પરભાતમાં (૭)

मत्वेति नाथ तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ॥
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिंदुः ॥ ८ ॥

કરીને વિચારો આ બધા તુજ ભક્તિમાં આતુર હું,
તે નાથ આપ કૃપા તણો [2]પરભાવ સાચું હું કહું;
શુભ પંકજે જળબિંદુ જે મોતી સમું બહુ શોભતું,
ત્યમ સ્તોત્ર સુંદર આપનું સજ્જનો તણાં મન ખેંચતું. (૮)

૧ પ્રભાત. ૨ પ્રભાવ.

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं
त्वत्संकथाऽपि जगतां दुरितानि हंति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकाशभांजि ॥ ९ ॥

ખરી ભકિત જો પ્રભુ આપની કરતાં ભલે નહિં આવડે,
જગનાં બધાં પાપો હઠે તુજ નામની યાદી વડે;
રવિ દૂર વિશ્વથી છે ઘણો તદપી પ્રસારી કિરણો,
જો પાણીમાંના પંકજો વિકસાવતો તે તો ઘણો. (૯)

नात्यद्भुतं भुवनभूषणभूत नाथ
भूतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवंतः ।
तुल्या भवंति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥

શણગાર છો ત્રિલોકના ને નાથ છો સહુ પ્રાણીના,
પ્રભુ આપનું પદ પામતા ભકતો બધા આ લોકના;
આશ્ચર્ય એમાં છે નહિં ફળ એ બધા તુજ ગુણનાં,
ધનવાન લાયક સેવકોને આપ તુલ્ય બનાવતા, (૧૦)

दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयं
नाऽन्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिंधोः
क्षारं जलं जलनिधेरसितुं क इच्छेत् ॥ ११ ॥

પ્રભુ આપ દર્શન યોગ છો એક દૃષ્ટિથી નિહાળવા,
કાંઇ આંખને ગમતું નથી જોયા પછી રૂપ આપના,
ક્ષીર સાગરે દુધ ઊજળું ચંદ્રા સમું પીધા પછી,
દરિયા તણાં નહિં ખાર પાણી પામવા ઈચ્છા થતી. (૧૧)

यैः शांतरागरुचिभिः परमाणुभिस्त्वं
निर्मापितस्त्रिभुवनेकललामभूत ।
तावंत एव खलु तेऽप्यणवः पृथिव्यां
यत्ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

ત્રિલોકના સૌંદર્ય હે બહુ દિવ્ય રૂપે શોભતા,
જગમાં રહી જે વસ્તુઓ શુભ શાંતિનાથી ઓપતા;
એ રૂપ સુંદર આપનું દેખું નહિં જરી અન્યમાં,
એ રૂપની વસ્તુ સમી નહિ અન્ય વસ્તુ વિશ્વમાં. (૧૨)

वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि
निःशेषनिर्जितजगत्त्रितयोपमानम् ।
बिंबं कलंकमलिनं क्व निशाकरस्य
यद्वासरे भवति पांडुपलाशकल्पम् ॥ १३ ॥

ત્રિલોકની ઉપમા બધી જીતી પ્રભુ જે મુખથી,
નરદેવ નાગ કુમારના તે નેત્ર પીતી આકૃતિ;
પ્રભુ આપના મુખ આગળે વળી ચંદ્ર તો ઝાંખો થતો,
મેલો કલંકે સર્વદા દીન ઊગતાં પીળો ઘણો. (૧૩)

संपूर्णमंडलशशांककलाकलाप–
शुभ्रा गुणास्त्रिभुवनं तव लंघयन्ति ।
ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं
कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४ ॥

પ્રભુ આપના ઉજળા ગુણો ત્રિલોકમાં વ્યાપી રહ્યા,
તે પુર્ણિમાના ચંદ્રની ઉજળી કળા સમ શોભતા;
ગુણવાન તું જગનાથનો ગુણ આશરો પામ્યા પછી,
તે ગુણને કો રોકતા બહુ વ્યાપતા સ્વેચ્છા થકી. (૧૪)

चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभि
र्नीतं मनागपि मनो न विकारमार्गम् ।
कल्पांतकालमरुता चलिताचलेन
किं मंदराद्रिशिखरं चलितं कदाचित् ॥ १५ ॥

વારાંગના ભલી ભાતની ચેષ્ટા કરી તુજ આગળે,
જરી આપને નહિં લઇ જતી વિકારના તુચ્છ મારગે;
એમાં વળી આશ્ચર્ય શું કહિ મેરૂ વાયુથી ડોલતો,
ડોલાવતા ડુંગરા ઘણા જે પ્રલયનો વાયુ થતો. (૧૫)

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥ १६ ॥

નહિં ધૂમ કે નહિં વાટ કે નહિં તેલ જરીએ માગતો,
એ જ્ઞાન દીવડો આપનો ત્રિલોકને અજવાળતો;
ડોલાવતા સૌ ડુંગરોને વાયુ કેરા વેગ જે,
અડકી શકે નહિં વેગતે પ્રભુ આપના જગ દીપને. (૧૬)

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः
स्पष्टीकरोसि सहसा युगपज्जगन्ति ।
नांभोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्यातिशायि महिमासि मुनींद्र लोके ॥ १७ ॥

નહિં અસ્ત થાતો આપનો રાહુ નહિં સપડાવતો,
તત્કાળ એકી સાથ તું આ લોકને અજવાળતો;
બહુ વાદળાના જોરથી રવિ કાન્તિ જે ઓછી થતી,
પ્રતિભા કૃપાળુ આપની રવિ રાજથી વધતી જતી. (૧૭)

नित्योदयं दलितमोहमहांधकारं
गम्यं न राहुवदनस्य न वारिदानम् ॥
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयज्जगदपूर्वशशांकबिंबम् ॥ १८ ॥

પ્રભુ આપનું દિવ્ય મુખડું કેવું રૂપાળું દીપતું,
જે ખીલતું દિન રાતને માયા તિમિરને કાપતું;
નહિં ઢાંકતું મુખ તેજ એ રાહુ રિપુ કે વાદળું,
શશિ અન્ય જેવું શોભતું આ લોકમાં એ મુખડું. (૧૮)

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेंदुदलितेषु तमस्सु नाथ ॥
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

પ્રભુ આપના મુખચંદ્રથી અંધકાર જો ઉડી જતો,
તો સૂર્ય કે વળી ચંદ્રનું શું કામ છે દિન રાત તો;
શાલિ તણી શુભ ક્યારીમાં બહુ શાલિ તો પાકયા પછી,
જળથી ભરેલા મેઘની શી જરૂર તો તને રહી. (૧૯)

ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं
नैवं तथा हरिहरादिषु नायकेषु ।
तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

પ્રભુ આપના સદ્જ્ઞાનની કાન્તિ અતિશે શોભતી,
સદ્જ્ઞાન તે પ્રભુ આપનું દેવો બીજા ધરતા નથી;
મણિ રત્નની રૂડી પ્રભા મહીં તેજ જે આવી રહ્યું,
બહુ કાચના કકડા મહીં નહિં તેજ તે પહોંચી શકયું. (૨૦)

मन्ये वरं हरिहरादय एव दृष्टा
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ भवांतरेऽपि ॥ २१ ॥

સારૂં થયું આ આંખથી જોયા બીજા મેં દેવને,
સંતોષ તેમાં ના મળ્યો સાચું કહું છું આપને;
સંતોષ પામ્યો આપને જોયા પછી આ લોકમાં,
સંતોષ તે કો આપતું અમને પ્રભુ પરલોકમાં. (૨૧)

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

સ્ત્રી સેંકડો આ વિશ્વમાં બહુ પુત્રની માતા થતી,
પ્રભુ આપના સમ પુત્ર કો પ્રમદા કદી ના પામતી;
એ તારલાના સમુહને સઘળી દિશાઓ રાખતી;
પણ કાન્તિવાળા સૂર્યને ભલોં પૂર્વ એક જ પામતી. (૨૨)

त्वामामनंति मुनयः परमं पुमांस
मादित्यवर्णममलं तमसः पुरस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयंति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनींद्र पंथाः ॥ २३ ॥

પ્રભુ આપને મુનિવૃંદ સૌ આદર્શ વ્યક્તિ માનતા,
જ્યમ તિમિર આગળ રૂપથી રવિરાજ જેવા શોભતા,
પામ્યા પછી પ્રભુ આપને જન મૃત્યુ જીતી જાય છે,
નહિં આપને પામ્યા વિના પથ મુક્તિનો સમજાય છે. (૨૩)

त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ॥
योगीश्वरं विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममलं प्रवदंति संतः ॥ २४ ॥

પ્રભુ આપ આદિ, અસંખ્યને, અચિંત્ય, અવ્યય નાથ છો,
અનંત બ્રહ્મા આપ ઇશ્વર કામ કેરા કેતુ છો;
વળી એક ને અનેક છો, યોગી તણા તમ નાથ છો,
જ્ઞાની મહા છો યોગમાં, વળી જ્ઞાન કેરા રૂપ છો. (૨૪)

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शंकरोसि भुवनत्रयशंकरत्वात् ।
धातासि धीर शिवमार्गविधेर्विधानात्
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

પ્રભુ આપ બુદ્ધ સ્વરૂપ છો તુજ દેવ પૂજીત બોધથી,
પ્રભુ આપ શંકર રૂપ છો ત્રિલોક સુખ દીધા થકી;
પ્રભુ આપ બ્રહ્મા રૂપ છો વિધિ મોક્ષનો રચવા થકી,
પ્રભુ આપ કૃષ્ણ સ્વરૂપ છો શુભ આપના ગુણો થકી. (૨૫)

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय
तुभ्यं नमो जिन भवोदधिशोषणाय ॥ २६ ॥

દળનાર દુઃખ ત્રિલોકના મુજ સ્નેહ વંદન આપને,
સંસારના હે ભવ્ય ભૂષણ સ્નેહ વંદન આપને;
આ લોકના પરમેશ્વરા મુજ સ્નેહ વંદન આપને,
ભવસિંધુના હે શોષનારા સ્નેહ વંદન આપને. (૨૬)

को विस्मयोऽत्र यदि नाम गुणैरशेष-
स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ।
दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः
स्वप्नांतरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

સદ્‌ગુણ સૌ પ્રભુ આપમાં આવી વસ્યા નિઃશંકથી,
ગુણ આશરો તુજ પામતા આશ્ચર્ય એમાં કંઇ નથી;
એ વ્યાપતા સૌ દોષ જ્યાં ત્યાં ગર્વને મનમાં ધરી,
તે ગર્વ તો પ્રભુ આપને નહિં પામતાં દિલમાં જરી. (૨૭)

उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-
माभाति रूपममलं भवतो नितांतम् ॥
स्पष्टोल्लसत् किरणमस्ततमोवितानं
बिंबं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

ઉંચા અશોકે આપનું શું અંગ નિર્મળ શોભતું;
સોહામણું એ અંગ તો રવિબિંબ જેવું દીસતું;
તિમિરના દળ કાપતું રવિબિંબ જે દીપી રહ્યું,
તે અંગ તો રવિબિંબ પાસે, વાદળા સમ લાગતું. (૨૮)

सिंहासने मणिमयूखशिखाविचित्रे
विभ्राजते तव वपुः कनकावदातम् ।
बिंबं वियद्विलसदंशुलतावितानं
तुंगोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

મણિ તેજની પંક્તિ સુશોભિત ગાદીમાં વિરાજતું,
પ્રભુ આપનું સુવર્ણ રંગી અંગ ક્યાંઈ શોભતું;
બહુ કિરણો પ્રસરાવીને આકાશને અજવાળતું,
મેરૂ તણા એ શિખરે રવિબિંબ જાણે લાગતું. (૨૯)

कुंदावदातचलचामरचारुशोभं
विभ्राजने तव वपुः कलधौतकांतम् ॥
उद्यच्छशांकशुचिनिर्झरवारिधार-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौंभम् ॥ ३० ॥

પ્રભુ આપનું સુવર્ણ કાંતિ અંગ વ્હાલું શોભતું,
વળી ઈંદ્ર જેને મોગરાસમ શ્વેત ચામર ઢાળતું;
શશિ રૂપ નિર્મળ શ્વેત સુંદર પાણી ઝરણું જ્યાં જતું,
સુવર્ણ રંગે શોભતા મેરૂશિખર સમ લાગતું. (૩૦)

छत्रत्रयं तव विभाति शशांककांत-
मुच्चैःस्थितं स्थगितभानुकरप्रतापम् ।
मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

જે ચંદ્રની કાંતિ ભર્યાં રવિ તાપને અટકાવતા,
પ્રભુ આપના ત્રણ છત્ર તે રૂડા મજાના શોભતા;
બહુ મોતીઓની લૂમથી રચના મનોહર છત્રની,
પ્રભુ આપતા દૃઢ ખ્યાલ તે ત્રિલોકના સ્વામિત્વની. (૩૧)

गंभीरताररवपूरितदिग्विभाग-
स्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः ।
सद्धर्मराजजयघोषणघोषकः सन्
खे दुंदुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

મશહૂર ઉંચો નાદ જે સઘળી દિશાઓ પૂરતો,
શુભ માર્ગ કેરો જોગ જે ત્રિલોકને દેખાડતો;
સદ્ધર્મ રૂપી રાજના જયને સદા પોકારતો,
એવો દુંદુભિ આપનો આકાશને ગૂંજાવતો. (૩૨)

मंदारसुंदरनमेरुसुपारिजात-
संतानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ।
गंधोदबिंदुशुभमंदमरुत्प्रपाता
दिव्या दिवः पततिते वचसां ततिर्वा ॥ ३३ ॥

મંદાર સુંદર પારિજાત નમેરૂ આદિ ફૂલથી,
ભલી ભાતની અતિ રમ્ય જ્યારે વૃષ્ટિની ધારા થતી;
એ સ્વર્ગની શુભ વૃષ્ટિને જલ મંદ વાયુ પ્રેરતો,
એ વૃષ્ટિ તો તુજ વાણીની અતિ પ્રિય ધારા ધારતો. (૩૩)

शुंभत्प्रभावलयभूरिविभा विभोस्ते
लोकत्रयद्युतिमतां द्युतिमाक्षिपन्ती ।
प्रोद्यत्दिवाकरनिरंतरभूरिसंख्या
दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्या ॥ ३४ ॥

પ્રભુ આપની કાન્તિ અતિશે તેજનો અંબાર છે,
ત્રિલોકના સૌ તેજ તે ઝાંખું અતિ કરનાર છે;
બહુ સૂર્ય કેરા તેજથી કાંતિ અતિશે શોભતી,
ચંદ્રે સજેલી રાત્રિને એ કાંતિ તો જીતી જતી. (૩૪)

स्वर्गापवर्गममार्गविमार्गणेष्टः
सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याः ।
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-
भाषास्वभावपरिणामगुणैः प्रयोज्यः ॥ ३५ ॥

જે સ્વર્ગને શુભ મોક્ષ કેરા માર્ગને દેખાડતો;
ત્રિલોકને સદ્ધર્મના કથનો બહુ સૂણાવતો;
ભાષા તણા પરિણામને વળી પ્રાણ મનમાં ધારતો,
એવો ધ્વનિ દિવ્ય આપનો સૌ અર્થને સમજાવતો. (૩૫)

उन्निद्रहेमनवपंकजपुंजकांती
पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।
पादौ पदानि तव यत्र जिनेंद्र धत्तः
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३६ ॥

સુવર્ણરંગી ખીલતા જે પંકજો સમ શોભતા,
નખબિંબની પ્રસરી રહેલી કાન્તિ જેવા લાગતા;
એવા પ્રભુના પાય સુંદર વિશ્વમાં જ્યાં વિચરે,
ત્યાં ત્યાં રૂડી બહુ પંકજોની દેવતા રચના કરે. (૩૬)

इत्थं यथा तव विभूतिरभूज्जिनेंद्र
धर्मोपदेशनविधौ न तथा परस्य।
यादृक्प्रभा दिनकृतः प्रहतांधकारा
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥ ३७ ॥

પ્રભુ ધર્મનો ઉપદેશ દેતાં સંપત્તિ જે સાંપડી,
તે સંપત્તિ શુભ આપની નહિં દેવ બીજાને મળી;
સંહારનાર તિમિરના દળ સૂર્યની જેવી પ્રભા,
તેવી પ્રભા ગ્રહ લૂમખામાં હોય શું જરીએ કહો. (૩૭)

श्च्योतन्मदाविलविलोलकपोलमूल
मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतंतं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३८ ॥

ભીનું થયું શિર જેહનું મદ સ્નિગ્ધના ઝરવા થકી;
કોપિત છે ભ્રમરો તણા ફરતા બહુ ગુંજારથી;
એવો ઇરાવત્ હસ્તી જો શિર ધૂણતો કદિ આવતો,
તુજ આશ્રિતોને દેખીને પળવારમાં આઘો જતો. (૩૮)

भिन्नेभकुंभगलदुज्ज्वलशोणिताक्त--
मुक्ताफलप्रकरभूषितभूमिभागः ।
बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३९ ॥

જે હસ્તિના શિર છેદીને મોતી તણી સર પાડતો,
રકતે ભરેલા મોતીથી ભૂમિ ભાગને શોભાવતો;
ધસી આવતા એ સિંહની સન્મુખ આશ્રિત જો જતો,
નહિ સિંહ તે તુજ પાયગિરીના આશ્રિતોને મારતો. (૩૯)

कल्पांतकालपवनोद्धतवह्निकल्पं
दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिंगम् ।
विश्वं जिघत्सुमिव संमुखमापतंतं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ४० ॥

સંહારકાલે વાયુ જે મદથી ભમાવે અગ્નિને,
એ અગ્નિવાળો ઉજળો દવ જે ઉડાડે જ્વાળને;
સંહારવા એ વિશ્વને દમ જો કદાપિ આવતો,
તુજ ભક્તિ રૂપી પાણીથી તે સદ્ય શાંતિ પામતો. (૪૦)

रक्तेक्षणं समदकोकिलकंठनील
क्रोधोद्धतं फणिनमुत्फणमापतंतम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशंक-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ४१ ॥

જે શ્યામ કોકિલ કંઠ જેવો લાલ આંખો રાખતો,
ઉંચી કરી નિજ ફેણને મદથી છકેલો ચાલતો;
ક્રોધી બનેલો નાગ એવો જો ધસીને આવતો,
તુજ નામ રૂપી નાગદમનીએ નિશંકે હું જતો. (૪૧)

वल्गत्तुरंगगजगर्जितभीमनाद-
माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥ ४२ ॥

અશ્વો બધા જ્યાં કૂદતા ભીમનાદ હસ્તી પાડતા,
એવા મહા સંગ્રામમાં દળ ભૂપતિના આવતા;
રવિરાજ જેમ દળ તિમિરનાં પળવારમાં સંહારતો,
તેમ સૈન્ય એ ભેદાય છે જો થાય તારાં કિર્તનો. (૪૨)

कुंताग्रभिन्नगजशोणितवारिवाह-
वेगावतारतरणातुरयोधभीमे ।
युद्धे जयं विजितदुर्जयजेयपक्षा-
स्त्वत्पादपंकजवनाश्रयिणो लभंते ॥ ४३ ॥

જ્યાં હસ્તીઓના અંગને ભાલા વડે ભોંકાવતા,
તે લોહીની ધારા મહીં બહુ સૈનિકો જ્યાં ચાલતા;
એવા ભયાનક યુદ્ધમાં જ્યાં શત્રુઓ બહુ મ્હાલતા,
એવા અજીત મહા શત્રુને તુજ આશ્રિતો જીતી જતા. (૪૩)

अंभोनिधौ क्षुभितभीषणनक्रचक्र-
पाठीनपीठभयदोल्वणवाडवाग्नौ ।
रंगत्तरंगशिखरस्थितयानपात्रा-
स्त्रासं विहाय भवतः स्मरणाद्व्रजन्ति ॥ ४४ ॥

દરિયા મહીં વડવાનળે જળ પ્રાણી જ્યાં બીતા બધા,
ઉછળી રહ્યા જ્યાં જોરથી પાણી તણાં મોજાં ઘણાં;
એવા પ્રભુ દરિયા મહીં જ્યાં નાવિકો બહુ વિચરે,
ભય છોડીને દરીઓ તરે જે આપની યાદી કરે. (૪૪)

उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ।
त्वत्पादपंकजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवंति मकरध्वजतुल्यरूपाः ॥ ४५ ॥

વાંકા વળ્યા છે અંગ સૌ જેના જલોદર રોગથી,
દુખીઆ બન્યા તે રોગીઓ આશા નહિં આયુષ્યની;
પ્રભુ આપના પદ પંકજે રજ ચોંટી જે સુધા સમી,
રજ ચોળતા તે પામતા કાન્તિ રૂપાળી કામની. (૪૫)

आपादकंठमुरुशृंखलवेष्टितांगा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजंघाः
त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरंतः
सद्यः स्वयं विगतबंधभया भवंति ॥ ४६ ॥

પગ માંડીને માથા સુધી બેડી જડી જે કેદીને,
તે બેડીની ઝીણી અણી બહુ કષ્ટ દેતી જાંગને;
એ કેદી જો જપ જાપતો તુજ નામના દિન રાત જો,
એ સાંકળોના બંધનો, પળવારમાં તુટી જાય તો. (૪૬)

मत्तद्विपेंद्रमृगराजदवानलाहि-
संग्रामवारिधिमहोदरबंधनोत्थम्।
तस्याशु नाशमुपयाति भयं भियेव
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७ ॥

હાથી અહિ સિંહ યુદ્ધને દવ રોગી પ્રાણી કેદના,
પ્રભુ વિશ્વમાં સૌ ત્રાસ આ ભારી અમે સૌ જાણતા,
જો આપની સ્તુતિ તણું બહુ ધ્યાન નિત્યે થાય છે,
ભય એ બધા સૌ દુઃખના પળવારમાં દુર થાય છે. (૪૭)

स्तोत्रस्रजं तव जिनेंद्र गुणैर्निबद्धां
भक्त्या मया विविधवर्णविचित्रपुष्पाम ॥
धत्ते जनो य इह कंठगतामजस्रं
तं मानतुंगमवशा समुपैति लक्ष्मीः ॥ ४८ ॥

તુજ ગુણ રૂપી દોરીએ વળી વર્ણ રૂપી પુષ્પથી,
આ સ્તોત્ર રૂપી હારની રચના રચી મેં પ્રેમથી;
આ સ્તોત્રના શુભ હારને નિત્ય કંઠ જેઓ રાખતા,
તે માનતુંગી મોક્ષ લક્ષ્મીને સુખેથી પામતા. (૪૮)

સમાપ્ત.

## જુદા જુદા અનુવાદકોની કૃતિઓ–( શ્લોક ૧–૨ ).

### (૧) ચોપાઈ.

સુરનત મુકુટ રતન છબી કરૈં અંતર પાપ તિમિર સબ હરૈં.
જીન પદ વંદો મન વચ કાય ભવજલ પતિત ઉધરન સહાય. ૧
શ્રુતિ પારગ ઇંદ્રાદિક દેવ જાકી થુતિ કીની કર સેવ,
શબ્દ મનોહર અરથ વિશાલ તિસ પ્રભુકી બરનોં ગુનમાલ. ૨

**( સ્વર્ગીય પંડિત હેમરાજજી કૃત. )**

### (૨) હરીગીત.

ભક્તિ સહિત પ્રણમેલ સુરના તાજ મણીઓની પ્રભા,
કરનાર તસ ઉદ્યોત છે, હરનાર પાપ તિમિર ગાભા;
આધારરૂપ ભવ સાયરે, પડતા ભવિક જનો પ્રતે,
એ શ્રી યુગાદિ પાયકમલે, પ્રણમીને રૂડી રીતે. ( ૧ )
ગ્રહી સકળ શાસ્ત્ર રહસ્યને, ઉપજેલ જસ નિપુણ મતી,
સુરલોકનાથે એહવા, ત્રણ લોક ચિત્ત હરણ થતી;
સ્તુતિ કરી નિર્દોષ સ્તોત્રવડે, સ્તવ્યા જીનરાજને,
નિશ્ચે કરી હું પણ સ્તવીશ, તેવા પ્રથમ જીનરાજને. ( ૨ )

**( વળાના શ્રીયુત મહેતા દુર્લભજી ગુલાબચંદ કૃત.)**

### ( ૩ ) વસંતતિલકા છંદ.

ભક્તામરો લચિત તાજ મણિ પ્રભાના
ઉદ્યોતકાર હર પાપ તમો જથાના;
આધારરૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદયુગે નમીને. (૧)
કીધી સ્તુતિ સકલ શાસ્ત્રજ તત્ત્વબોધે,
પામેલ બુદ્ધિ પટુથી સુરલોક નાથે;

ત્રિલોક ચિત્ત–હર ચારૂ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિ જીનેંદ્રને તે. (૨)

**( આમોદના હરજીવન રાયચંદ શાહ કૃત. )**

**(૪) હરિગીત.**

જો સુરનકે નત–મુકુટ મનિકી, પ્રભાકો પરકાસતે,
પુનિ પાપરૂપી પ્રબલ અતિશય, તિમિર પુંજ વિનાસતે,
અરૂ જો પરે ભવજલ હિયો, અવલમ્બ તિનહિ યુગાદિમે,
જીન દેવકે તિન ચરન જુગકા નમન કરકે આદિમેં– (૧)
મૈં શક્તિ બિન હૂ કરહું શ્રુતિ, અચરજ બડો સુખકારિની,
તિન પ્રથમ જીનકી પરમપાવન, અરૂ ભવોદધિતારિની;
જીનકી ત્રિજગજન મનહરન વર, વિશદ વિરદ સુવાદ હૈ,
હરિને સકલ શ્રુત તત્ત્વ–બોધ–પ્રસૂત–બુધિસે ગાઇ હૈ. (૨)

**( દેવરી (સાગર) નિવાસી શ્રી નાથુરામ પ્રેમી કૃત. )**

**(૫) હરિગીત.**

દેવે ધરેલા તાજના મણિ તેજને દીપાવતા,
જે પાપરૂપી તિમિરના દળ સર્વદા સંહારતા;
એવા પ્રભુ તુજ પાયમાં મુજ વંદનો છે પ્રેમના,
જે પાયનો આધાર છે ભવમાં ભુલેલા પ્રાણિના. ૧
બુદ્ધિ બની બહુ તિવ્ર જેની શાસ્ત્ર કેરા જ્ઞાનથી,
તે ઈંદ્ર એવી બુદ્ધિથી ગુણ ગાય જેના સ્તોત્રથી;
ત્રિલોકના હરતો બહુ મન સ્તોત્ર સુંદર તે અતિ,
તે નાથ આદીનાથની મુજ સ્નેહથી સ્તુતિ થતી. ૨

**( વઢવાણ શહેરના સુખલાલ જીવરાજ શાહ કૃત. )**



આધ્યાત્મિક રસનો પ્યાલો

# સંસ્કૃત સામાયિક કાવ્ય.

( મ્હારા સરલ ગુજરાતી કાવ્ય-અનુવાદ સાથે )

આજથી લગભગ એક હજાર વરસ પૂર્વે સમર્થ અમિતગતિ આચાર્યે લખેલ આ કાવ્ય જો એકવાર આપ જોશો તો તે આપના જીવનનો નિત્યપાઠ થશે. જે જે વિદ્વાનોએ તે જોયું છે તેઓએ ઉચ્ચ અભિપ્રાયો આપેલા છે. દિગમ્બર જૈન સોળ વરસનું જુનું માસિક ગયા અશાડ માસના અંકમાં લખે છે:—

"ગુજરાતી વાંચકોને બહુ ઉપયોગી છે. સામાયિકની કવિતા હરિગીત છંદમાં ભાવપૂર્વક રચાઇ છે."

પૈસા કમાવા આ કાવ્યનો અનુવાદ મેં કર્યો નથી, પરંતુ ફક્ત જ્ઞાનપ્રચારની ખાતર-દોઢ આનાની પોસ્ટની ટિકિટ મોકલવાથી કોઇપણ સજ્જનને તે મળી શકશે. એક નકલ તુરત મંગાવી ખાત્રી કરો કે આ કાવ્ય કેવી ચીજ છે. દરેક ધર્મના અનુયાયીને ઉપયોગી છે. શ્રીમંતો મારી પરવાનગીથી આ પ્રભાવશાળી કાવ્યની નકલો છપાવી મફત વહેંચી જ્ઞાન-દાન કરી શકે છે.

સુખલાલ જીવરાજ શાહ, બી. એ.
પાલણપુર.

---

પુસ્તક મળવાનું ને છપાવવાનું ઠેકાણું:—

**વાડીલાલ કાકુભાઇ સંઘવી**

સારંગપુર, તળીયાની પોળ-અમદાવાદ.